ગુજરાત આનામાળા સીરીઝ ૫ મી.

बुढ्ढा परणे बायडी, अभण्यो बेसे राज;
बांज उपाडे बळद्दियो, प श्रण परने काज.
( ગુજરાતી કહેવત. )

# ટપ્પાની મુસાફરી

પ્રયોજક અને પ્રકાશક.
ગોર—અંબાલાલ છગનલાલ બ્હેરા.
શીકા ( સ્ટેટ ઇડર—મહિકાંઠા. )

સંસાર દર્શન વિનોદિની અને કમલિની, રાણી દુર્ગાવતી સવિતા, સુશિલા, વિગેરેના કર્ત્તા અને કેટલાંક માસીકોના લેખક.

શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે છાપી.
ઠેકાણું. પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ.

વિક્રમાબ્દ ૧૯૭૫. પ્રત ૧૦૦૦. ખ્રિસ્તાબ્દ ૧૯૧૯.
( સર્વ હક્ક સ્વાધીન ).
આવૃતી ૧લી.

કિંમત. { ગ્રાહકો માટે એક આનો.
છૂટક નકલનો દોઢ આનો.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ

८८५१

# વિનંતી પત્ર.

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઈ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્તનમાં કંઈક સદ્‌ભાવ ઉત્પન્ન કરવો.

સુજ્ઞ વાંચકો, હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોને મુખ્ય આધાર ઉદાર ગૃહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે, મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજ જ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઈએ, એ દરેક બંધુઓથી અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચું છું તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મૂળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ-જીજ્ઞાસા દૃષ્ટિવૃત્ત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ. આપ ગ્રાહક થઈ અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

વિજયા દશમી.
વડાગામ (મહિકાંઠા)

આપનો સ્નેહાધીન,
**ગોર અંબાલાલ છગનલાલ.**
શીકા (સ્ટેટ ઇડર–મહિકાંઠા.)

# ટપ્પાની મુસાફરીનો હેવાલ.

**ईश्वरः सर्व भूतानां हृद्देशेर्जुनतिष्ठति**

( શ્રીમદ્ ભગવદ્ગીતા. )

હે અર્જુન, ઈશ્વર, સર્વે ભૂતો એટલે, સ્થાવર, જંગમ, જડ, ચૈતન્ય, અને આપણા હૃદયમાં, આકાશ, પાતાળ, પૃથ્વિ અને સર્વે પરમાણુઓમાં રહેલો છે.

---




મારે મુંબાઇ જવાનું હતું જ્યારે અમો ધનસુરા આવીએ,ત્યારેજ અમારૂં પહેલું સ્ટેશન "ધનસુરા" ગણાય. અમો જમી પરવારી લગભગ બપોરના બાર વાગે ધનસુરા આવ્યા. ધનસુરાથી તલોદ (૧૯) માઇલ છેટું છે. અને તે મુસાફરી, ટપ્પા. બળદગાડીઓ, અને ગાડાના સાધનદ્વારા એ છે માણસ એકલો, સુદ્રઢ બાંધાનો, અને નિરોગી હોય તો તે ચાલીને પણ જાય. છતાં તેમ નહોતું. કારણ અમારી પાસે વજન વધારે, વિશેષમાં તાપ સખ્ત ( ગ્રિષ્મ ૠતુ ) ઉનાળાનો દિવસ એટલે બની શકેજ કેમ ?

અમારી આજની મુસાફરી ટપ્પાની છે, અને તે ફક્ત (૧૮) માઇલ દૂર જવાનું છે. આટલા ન્હાના પંથમાં શીલીંગ ચાર ( રૂા. ૩–૨–૦ ) ખર્ચવાની અમારી શક્તિ નહોતી. જો કે દર માઇલે દોઢ આના મુજબ ભાડું હોય તો પણ રૂ. ૨–૧૨–૦ વ્યાજબી ગણાય, અને વળી ઉનાળાના મોસમમાં તો પાસેન્જરોની આવક ઉપર માણસ દીઠ, અમેરિકન ડૉલર, બે ડૉલર, ત્રણ ડૉલર, એમ ભાડું ચ્હડી જાય છે અને સ્પેશિયલ ટપ્પાનાં તો મોં માગ્યાં દામ

લેવામાં આવે છે. તોપણુ અમો તલોદ કેવી રીતે પહોંચ્યા ? તેનો રમૂજી હેવાલ આગળ જણાવું છું.

**ધનસુરા**—( ૧૫૦૦ ) માણુસની વસ્તીવાળુ ગામ છે. ખેતીવાડી અને કૃષી વિધામાં કુશળ ગણુાતા પટેલ બંન્ધુઓનુ એ ધામ છે. ત્યાં એક નિશાળ છે. અને બચ્ચાંઓને સરકાર તરફથી પ્રાથમિક કેળવણી અપાય છે. હજારો વર્ષ પૂર્વે કન્યાશાળા હતી કે નહી તે હુ કહી શકુ નહિ. તો પણુ હમણા નવી કન્યાશાળા થયલી છે હજું એક લાયબ્રેરીની જરૂર છે. જ્યાં કન્યાશાળા છે. તે મકાનનો અર્ધો ભાગ ખાલી રહે છે કન્યાશાળાના માસ્તરને પૂછતાં તેમણે પણુ મને સંમ્મતી આપી હતી. કે—જોડેના મકાનમાં લાયબ્રેરી થવી જોઇએ. વેપારી વર્ગથી ગામ ભરચક્ક છે. હાટની સામે હાટ હોય તો તે બજાર કહેવાય છે. મને ઘણી વખત ત્યાં જતાં ન્હાના ન્હાના વેપારી ભાઇઓની હરીફાઈ જોતાં મજાહ આવે છે વાત વાતમાં એક પાઇ માટે પણુ તેઓ લઢી પડે છે. ઘણી વખત તો કાટલે કુટલે પણુ આવી જાય છે. બે ત્રણુ વેપારી પેઢીઓ છે. ત્યાં ગરીબ ખેડુત વર્ગને પૈસા ટકાની સારી રાહત મળે છે. ગામની બહાર ચોરો છે. એ સરકારી ચોરો છે. એમ કહેવાય છે. એટલે એ ચોરામાં કોઇ જતુ નથી. સંત—સાધુ નિરાશ્રીત અપંગ આશ્રીતને માટે એક ધર્મશાળા છે. આ ધર્મશાળા જુના વૃદ્ધ પુરૂષોએ ભેગા મળીને બંધાવી હતી એમ કહેવાય છે. એ ધર્મશાળા વૃદ્ધોના લખેલા અને હાલના યુવાન વર્ગના લખેલા અશ્લીલ અને નવા લેખોથી પૂરિપૂર્ણ હતી. પણુ ત્યાં ચુનો દેવડાવવાથી એની ફેંસન ફરી ગઇ છે ઘરડાઓએ લીંપણુ થેપણુ કરીને જેમ તેમ આ મકાન ઉભુ રાખ્યુ હતું. પણુ હાલના મહાજન તરફથી એક ફંડ ઉભુ કરી આ ધર્મશાળાનો જીર્ણોદ્ધાર કરી દીધો છે. અમો જ્યારે ન્હાના હતા. અને ભણુતા તેવામાં આ ધર્મ-

શાળામાં જઈને ઉંઘતા. આ કારણથી કેટલાક વિદ્યાર્થીઓએ તો માસ્ટર મહાશયને ઘણીવાર માર ખાધેલે છે તો પણ મારા ગામના કોઇ માણસ ઇન્ટર પ્રિવીયસ થયો નથી. હુ તો જન સમાજનો સેવક છું. અને બ્હેરા થયલી હાલતમાં પણ આટલુ જાણી શકુ તે મેં મુબઇ આઠ વરસ પ્રેકટીસ મેળવી છે. હજુ પણ જ્ઞાનના ભંડાર રૂપ મુબઇને ઘણીવાર યાદ લાવુછું અને અમદાવાદમાં " ગુજરાતી પંચ " નો આભાર માનુછું એ ધર્મશાળામાં હવે તોં વિદ્યાર્થીઓને ઉતરવા દેવામાં આવતા નથી. કારણ કે ત્યાં અંદર જઇને છોકરાં ઉંઘે છે એ વાત ગામમાં જાહેર થઈ ગઇ છે.

એક વખત તો હુ આ ધર્મશાળામાં ભવાઇ જોવા ગયો હતો. આખી રાત ભવાઇ ચાલી હતી. તમો જ્યારે નાટક અને ઓપેરા હાઉસોની મજાહ મેળવો છો. પણ એક વખત તો ભવાઇ જુઓ શું તેમનુ બોલવું ચાલવું વાક્ય રચના, ગાયનો પખાજ ઝાંઝના ઝણકાર અને તૂ તૂ તૂ કરી આખા ગામને ગજાવી મૂકતી ભૂગળોના નાદ હું તો ભવાઇ જોઇને ઘણોજ ખુશી થયો હતો મારી જોડે એક શેઠ બેઠા હતા. તેમને ગલી-પગી થઇ આવતી હતી, ને ખી ખી ખી ને હી હી હી હસતાજ હતા. આ ભવાઈઆ લોકોમાં અપશબ્દો બોલવા એતો તેમનો એક જાતનો ધર્મજ છે હવે તો આ ધર્મશાળા ગામના ડાહ્યા પુરૂષોની બેઠકનુ અગ્રસ્થાન થઇ પડી છે ત્યાં રાવણું મળે છે. ત્યારે અફીણની લ્હેરો ઉપર લ્હેરો જણાય છે. આ ધર્મશાળામાં કેટલાક વણીક બંધુઓએ તો મીષ્ટાન્ન ભોજનનો વ્યવહાર વધારી દીધો છે. તો પણ જુનો પ્રચલીત રિવાજ કે જે સંત-સાધુ-અપગ-આશ્રીત નિરાશ્રીતને ઉતરવાનો જે છે તે કાયમજ છે. ત્યાં એક ન્હાનુ સદાવૃત થાય તો તે પણ એક પુન્યનુ કામ છે. આ દુનીયામાં કાલે મરી જવાનુ છે. મરવુ એ નિશ્ચય છે. આખરે ધર્મ અને પુન્ય

પાપ એટલુજ સાથે લઈ જવાનુ છે. માટે પરોપકાર કરવો જોઇએ તે મ્હારો ઉદ્દેશ છે. ગમેતેવુ પણ જીવ દયાના હિમાયતી તરીકે ગણાતા અને વાણીજ્ય કાર્યમાં કુશળ કહેવાતા ગરીબોના આધાર રૂપ વણીક બંન્ધુઓનુ કોમળ હૃદય ક્યાંથી? જ્યાં દયા, ક્ષમા અને મમતા છે. ત્યાંજ ઈશ્વર છે. અને એજ ઈશ્વરનાં સંતાનોમાં હજુ પણ આપણ ભક્તિભાવ અને આચાર વિચાર જોઈ શકીએ છીએ. ગામની વચ્ચે પરબડી છે. તેની શોભા તો શું કહેવી ભાઈ ?

અમો ગામની બહાર આવ્યા હતા.અને સડકના જંકશન ઉપર બેઠા હતા. એટલામાંજ એક ગૃહસ્થ આવ્યા, અને હાંફલા-ફાંફલા થઇને અમને પૃછવા લાગ્યા.

તમો ક્યાંથી આવોછો! તમારે ક્યાં જવાનું ?

હું સીકાથી આવુછું. ને મારે મુંબઈ જવુ છે. " મેં કહ્યું "

અરે ! મહરાજ તમે તો બ્હેરા છો. અને સારી સારી ચોપડીયો લખો છો-ખરૂકની ? "તે ગૃહસ્થે આશ્ચર્ય થતાં મારી ઓળખ આપી "મેં પૃછ્યું—ભાઇશેઠ ? તમે ક્યાંથી આવોછો?તમારૂ નામ શું.

" પછી તો ગૃહસ્થ ખુશી થઇ ગયા અને મને કહેવા લાગ્યા "

હુ-હું-હું ઉ ઉ ઉ મોડાસાથી આવુછું અને મારૂ નામ પાનાચંદ છે. **પાંણાચંદ.**

મેં આસ્તેરહીને પૃછ્યું,—પાનાચંદ પુરૂસોતમ તો અમારા પિતાના ખાતેદાર છે તે તો નહિ તમો ? ના-ના ! એ પાનાચંદ બીજા ને અમો જૂદા પાનાચંદ છીએ " જવાબ મલ્યો. "

તમો સાહેબ ક્યાં નોકરીએ છો ? " મેં પૂછ્યું "

હું મોડાસા શા. કાલીદાસ હરજીવનની કુ.-નો એજંન્ટ છું.-આજકાલનો નહીં પણ આઠ આઠ વરસનો એજંન્ટ છું. તમે આજકાલનાં છોકરાં સમજો શું. મને પગાર પણ સારો મળે છે.

'એમ કહી તે ગૃહસ્થે રોફ઼્ મા્ર્યો. "

મેં પૂછ્યું,—તમને કેટલો પગાર મળે છે ?

કાંઇ અમે જેવા તેવા નથી. બીજાની પેઠે અમે થોડા પગારે કામ કરતા નથી. પગાર એંસ્યી રૂપિયા " જવાબ મળ્યો. "

એ પછી તો મને માનની લાગણી થઇ આવી અને તેઉ સાહેબને મારી પાસે બેસાડયા એમનો રોફ઼્ કંઇક ચિંથરે હાલ હતો એટલે મેં પુછ્યું.

તમને ભત્થુ મળતુ હશે ?

હા. ભથ્થુ કેમ નહિ આપે ? જ્યાં જઇએ ત્યાં જે ખર્ચ થાય તે લખ્યા રાખીએ અને દોઢા બમણા લખીયે. પછી શેઠ પાસે મારી કુટીને લઇયે ન આપે તો બીજે દહાડે નોકરીમાંથી નિકળી જઇએ. છેવટે તો અમારીજ ગરજ કની ? " રોફ઼્ માર્યો. "

મેં પૂછ્યું—તમારો એંસી રૂપિઆ પગાર ત્યારે કપડાં લત્તાં કેમ બરાબર રાખતા નથી ?

શું કરીયે ભાઇ ? અમે ગામડામાં રહીએ અને એટલો ટુંકો પગાર તે કેમ પાલવે વળી દીલગીર થતાં જુવાબ વાળ્યો. "

મેં કહ્યું—શેઠ તમારો એશીં રૂપિયા પગાર છે ત્યારે તો પરમાર્થ પણ ઠીક કરતા હશો.

ભાઇ ? પરમાર્થ તે કયાંથી કરૂ એટલા ટુંક પગારમાં ?

" જવાબ મળ્યો. " ત્યારે તો તમને સંતોષ નથી મેં કહ્યું સંતોષ કેમ ન હોય ? પૂછવું હોય તે પૂછો વળી શેઠે આગળ ચલવ્યું.

ભાઇ ? બધાનો પગાર બાર મહિને થાય તો મારો ચૌદ મહીને થાય છે.

" પછી મેં પૂછ્યું " શેઠ ભલેને પગાર ચૌદ મહીને થાય તો પણ બાર મહિને તમો હજ્જાર રૂપિયા પેદા કરો છો સારૂ પેદા કરો છો.

શેઠ ? મારી આનામાળા સીરીઝોના ગ્રાહક થશોજી જુઓ બ્હેરો છું અને ગરીબ છું. મારે આવી ચોપડીઓ લખવા ઉપરજ આધાર છે.

મેં પૂછ્યું શેઠ તમો શું કામ કરો છો ત્યાં નામુ લખતા હશો કે ઉઘરાણી ?

મારા ભાઇ બેસો બેસો અમારે તો કાંઇ કામ કરવાનું નહિ– બધુએ કામ બાજા માણસો કરે ફક્ત શેઠનો કીકો રોતો હોય ત્યારે જ અમારે તેને રાખવાનું "સાંભળી હું હસી પડયો "

અરે શેઠ ત્યારે તો એમ કહોને કે તમારો પગાર મહિને સાત રૂપિયાનો.

શેઠે પછી હા, ભણી અને અમો બંન્ને ખુશી થઇ ગયા. મારો પગાર તો એંશી રૂપિયાનો ઠરાવેલો છે. ને કેમ સાત કહો છો–!

" પ્રશ્ન થયો " " મેં સમજણ પાડી " જુઓ ભાઇ ? બાર મહીને તમને એંશી અને ચાર વધારે તો એક મહિને સાત થયાને ?

પણ જો જો આપડે મુંબઇ જવાનું અને કોઇ પૂછે તો ખોટુ દેખાય માટે તમારે તો એંશીજ કહેવાનું કોઇ ન પૂછે તો પણ તમારે એમ કહેવું કે આ શેઠને રૂા. એંશી પગાર મળે છે. બધા આપડાથી ડબાઇ જશે. મહારાજ તમે તો ચાલાક છો હોંકે ! કહી શેઠ હસી પડયા.

એ પછી મને દયાની લાગણી થઇ આવી. હિંદની ગરીબાઇ ઉપર અફસોસ કરવા લાગ્યો. અરે હિંન્દ ? અરે માતૃભૂમી હિંન્દ, ત્હારાં સંતાનોને આટલો પગાર ? અફસોસ પછી પા કલાક શાન્ત રહ્યો કે શેઠે પૂછ્યું.

તમો શા માટે ઉદાસમાં છો ! તમો શુ વિચાર કરોછો ? કાંઇ

ખોવાઇ ગયું છે ? કે કાંઇ ઘેર ભૂલી ગયા ? ઠીક ઠીક બધુ ગપ-સપ જવા દોની ?

એમાં ઉદાશ શાનુ થવાનું ! જો મારા પગાર સબંધી ઉદાશી થઇ હોય તો એટલુજ કહેવાનુ કે- હુ એટલા ટુંકા પગારમાં પણ સંતોષથી રહુછું. પાંચ માણસોનુ હુ પુરૂ કરૂછું. હુ થોડુ ભણ્યો છું. અને મારામાં અક્કલ તમે થોડી જાણતા હશો. તો પણ મારી સ્ત્રી ઘણીજ ચતુર છે. કરકસરથી બીજાં બે વધારે માણસનુ પણ તે પુરૂ કરે છે એટલેજ મારો આનંદ અને સંતોષ એ બેયે સરખાં છે તમો પરણેલા છો કે કુંવારા એ વાત બોલો;

એ પછી મારી આંખમાંથી પણ આંસુ ભરાઈ આવ્યા બે મીનીટ હુ કાંઈ પણ બોલ્યો નહિ ધીરજ અને સમતાથી મેં વાત ઉડાવી દીધી ને મારી ખરી હકીકત હુ જાહેર કરી શકયો નહી પછી મારા હૃદયમાં આનંદની છાયા પ્રસરી રહી. તે એ હતી કે આટલા ટુંકા પગારમાં પણ આ માણસનો સંતોષ કેવો. પછી મેં પ્રસન્ન હૃદયથી તે ગૃહસ્થને પૂછ્યું તમારે મુબઇ આવવાનુ છે ?

જવાબ મળ્યો, હા—મારે ચોપાટી ઉતરવાનું

મેં કહ્યું,—ત્યારે તો આપણુ બંન્ને ચર્નિરોડ ઉતરીશું.

મેં પૂછ્યું;—એ પછી તમારે કયે ઠેકાણે જવાનું ! મારે ? મારે મુગભાટ ગલીમાં જવાનુ છે. " જવાબ મલ્યો."

" મુગભાટ ગલીમાં કેમ ? " મેં પૂછ્યું.

શેઠાણીને માથુ હોળવાની કાંસકી, શેઠનો જોડો—ને બબૂની હીરાકંડી શેઠ ભૂલી ગયા છે. તે લેવા સારૂ. " જવાબ મળ્યો "

એ પછી તમારે ક્યાં જવાનું ? " મેં પૂછ્યું"

સુરા-રણુછોડભાઇ બાઇબંદની પેઢીમાં "જવાબ મલ્યો." શા માટે ?

ધીનો ભાવ પૂછવા—ને એક હુંડી ભરવા, એ પછી મથુરાદાસ લાલજીભાઇ ગાંધી,ને ત્યાં જવાનુ છે. કારણ તેમના તરફથી એક માસીક બહાર પડે છે. તેના ગ્રાહક મારે થવું છે. "જવાબ મલ્યો"

શેઠ તમે માસીકમાં શું વાંચશો. તે તો ભણેલાનુ કામ. " મેં કહ્યું. " હુ નહિ તો મારો છોકરો તો છેની ? તે હાલ મેટ્રીક ભણે છે. બાપડો તે વાંચશે. ભાઇ શુ વાત કહું અંગ્રેજીમાં વાત કરે છે. ત્યારે તો એનુ—ગુડહેમ—ગુડહેમ વાત સાંભળી ને ફૂળીયા વાળાં ખુશી થઇ જાય છે.

એ ગૃહસ્થનો છોકરાને કેળવણી આપી સુધારવાનો ઉમંગ, અને છોકરા ઉપરનો એમનો પ્રેમ જોઇને મ્હને ઘણુજ સારૂ લાગ્યુ હતું. એ પછી એ શેઠ બોલી ઉઠ્યા—આપણે ટપ્પામાં બેશીએ એટલે તમે કોઇ સારી વાત કહેજો.

આટલી વાત થઇ ગઇ એટલામાં તો ખડખડાટ કરતા ટપ્પા અમારી આગળ આવી ઉભા રહ્યા.

ટપ્પાના માલેકો કરતાં ટપ્પાના હાંકનાર ધર્મચુસ્ત, ઝનુની, તેમજ મોં માગ્યાં દામ લેવાવાળા હોય છે એમ છે. તોપણ અમોએ ટપ્પાનું ભાડું પૂછ્યું તો. મોડાસાથી જે તલોદનું ભાડુ છે. તે જ ધનસુરાથી પડશે. " કેમ, બેસવું છે ? બેસવું હોય તો બેસો. " અંદર પાંચ માણસો બેઠા હતા. છતાં એ ભાઇ, તમો આઘા ખસો. કહી ટપ્પાવાળાએ અમારી પાસે પૈસા માગ્યા.

અમારી સાથે એક બાઇ, ભલી દયાળુ અને સાધારણ સ્થિતીનું માણસ હતી. તેણીએ પૂછ્યું. જુઓ કે, અમદાવાદથી જે ભાડુ સુરતનું પડે. તે તમે લેશો ? પાંચ માણસો અંદર છે. છતાં અમો ત્રણ માણસોનો ભાગ કરો છો. આ ઘોડાંઓની તો દયા રાખો.

અમે કયા સુખ માટે ત્હમારા ટપ્પામાં બેસીએ ? આ ઘોડાંઓને ત્રાસ અમારે જોઇતો નથા. જેમાં ત્રણ અથવા ચાર માણસો બેસવાં જોઇએ. તેમાં ત્હમો છ છ સાત સાત પાસેન્જરો ઝીકો છો. ઇશ્વરનો તો ડર રાખો. આ મુંગાં પ્રાણીઓ ઉપર દયા તો લાવો ?

એ પછી તે બાઇએ કહ્યું કે અમને એટલું મોંઘું ભાડું પરવડતું નથી. અમોએ પણ તે વાતમાં હા પાડી. બાઇની વાત અને ઘોડાઓની દયા, અને મોં માગ્યાં દામ (ભાડાં) આપવા છતાં. પણ દુઃખ વેઠવું પડશે એમ અમને અનુભવ થયો (થશે) એમ સમજી અમોએ ટપ્પામાં બેસવું મોકુફ રાખ્યું.

વાત બંધ થઇ, એટલે ટપ્પાવાળાએ પોતાની ડંફાસ શરૂ કરી. હં "બાઇ ? એ તો ગમે તેમ પણ અમદાવાદથી સુરત ગાડી છેની ? આ તો ટપ્પા કહેવાય અમારાં કામ મોટાં, અમારાં ખર્ચ મોટાં, એવાં દયાળુ છો તો ઘેરથી ટપ્પો જોડીને આવવું હતું. તમો સમજો શું ? અમો આજકાલના ટપ્પા હાંકતા નથી. તમારા જેવા લોભીયા સ્વભાવનાં માણસોથી અમને પરવડતું નથી." એમ કહી ઘોડાને એડી મારી ટપ્પા દબડાવ્યા.

એ પછી અમારે બળદ ગાડીઓ ઉપર આધાર રહ્યો. આ બળદ ગાડીઓમાં પણ બળદો ઉપર ફરજનો બોજો એટલો હોય છે કે, સ્હામા (જોનાર) માણસનું દીલ પીગળી આવે. એક તો ઉનાળાનો સખત તાપ, સડક પણ બરાબર દુરસ્ત હોતી નથી. એટલે ધુળમાં ગાડાંઓ ખેંચવાં, વડાગામથી તાસપર સુધીના ટેકરાઓનો ઢોળાવ ચઢવો ઉતરવો. બળદ પોતાનું કામ ચોકસીપૂર્વક બજાવ્યાં જાય છતાં હાંકવાવાળો ડચકારો મારે. આર ખોસે, ચાબુકના માર મારે. મોંઢામાંથી ફીણુ છુટે. ઉનાળામાં ઘાસ પણ મળી શકે નહિ. એટલે જેવો તેવો ધણી ઉપર આધાર રાખી બળદોને કામ લેવું પડે છે.

આપણી ખેતીવાડીનું મુખ્ય સાધન બળદ છે. અને તે ઉપર આધાર રહેલો છે. હવે જો, એ બળદો દર વરસે ( ૮૦ ) બળદો આ ગાડાંઓ ખેંચવામાં મરી જાય છે. દર એક બળદ છ માસજ ગાડાંની મહેનત કરી શકે છે. એટલે તેઓનું જીવન કેવી રીતે નભી શકે વારૂ ? હું જીવદયાની કેટલી વાત કરૂં ? જો લખવા બેસુ તો એક મોટો પોથ્થો ભરાય.

નામદાર મુંબાઇ સરકારનું આ તરફ ધ્યાન ખેંચુ છું. મોડાસાથી તલોદ સુધી ફકત મોટર સર્વીસ દાખલ થાય તો અલબત જેટલી હાડમારી માણસો, બળદો એને ઘોડાઓને વેઠવી પડે છે તે દૂર થાય હું ધારૂં છું કે આ બાબતમાં અમદાવાદ ડોસ્ટ્રીકટના ઉપરી અધિકારીઓ તરફથી યોગ્ય મદદ મળશે. અને આ વાતમાં મુંબાઇ સરકારનું ધ્યાન ખેંચી કૉપરેશન (ધારાસભા)માં પણ જાહેર કરશે ધારાસભામાં વાત કરવી એ એક ફક્ત રૈયતની ફરજ નથી. તે તો દયાળુ અમલદારોની પણ સ્હાયતા હોવી જોઈએ. અને આ મુંગા પ્રાણીઓના હકમાં ફાયદો થાય. અથવા તેઓનો છુટકારો થશે. તો તેઓ નામદાર સરકારના હકમાં દુર્વાદેશે, અને પેસેન્જરોની હાડમારી પણ દૂર થઇ શકશે.

અલબત જનસમાજના લાભની વાત ધ્યાનમાં એવી એ સૌ કોઇ વ્યક્તિની ફરજ છે. મેં પૂછપરછ કરી હતી કે ટપ્પાઓને બદલે મોટર સર્વીસ દાખલ થાય તો કેટલી સુખ સગવડ બની શકે ? એના જવાબમાં કેટલાકનું કહેવું એવું છે જે સરકાર તરફથી લાઇસન્સ મળતાં નથી, કેટલાક કહે છે જે બળદ ભડકે તો ગાડાંઓને નુકશાની થાય, કેટલાક સડક દુરસ્ત નથી એમ ધારે છે. વિગેરે વિગેરે એવી અફવાઓમાં કઇ હકીકત સાચી માનવી ? વળી એક

પટેલે તો મને કહેલું જે રેલગાડી કરતાં (ભુંગળાવાળી મોટર ગાડી ) એ ગાડી નુકશાન કરી બેહે ને પૂલ તુટી જાય તો હીવ લે બા ? એ માટે સરકાર પરવાનો આપતા નથી, ઉપરની હકીકતમાં કઇ હકીકત સાચી એ ધ્યાનમાં લેવું જોઇએ.

હું તો એમજ ધારૂ છું જે એમ માનવું તે આપણી ભુલ છે. મોડાસાથી તલોદ સુધી સડક પણ એક મોટર સર્વીસ માટે સારી જછે. અલબત એક મોટરમાં ૧૨ થી ૧૫ માણસો બેશી શકે એવી મોટર મોડાસા અને તલોદ વચ્ચે ચાલી શકે એવો રસ્તો છે ફકત પૂલ મોડાસાથી તલોદ સુધી ૪ છે. અને તે પૂલ ઉપર મોટરનો સીગનલ રાખવામાં આવે અથવા તો ખુશીથી એકલી મોટર ચાલી જાય એવું છે. ગાડાંના બળદ ભડકી શકે તે હું માનતો નથી. કારણ ગાડાંના બળદ મજબુત ભડકે ત્હેવા હોતા નથી મુંબઇ શહેરમાં જે ગાડીઓ (ખટારા)ના બળદો છે તેના કરતાં તો આ બળદ હલકા પોચાબાંધાના હોય છે. આખા હિંદુસ્તાન અને બીજી શાખા રેલ્વેની સડકો ઉપર જે રેલવે અને મોટર સર્વીસો ચાલે છે. ત્યાં કંઈ પણ ઢોરનું અથવા બીજું નુકશાન થતું નથી. અને આટલા મોડાસા રોડ ઉપર નુકશાન થાય. એ કેવો નિયમ ગમે તેમ પણ ઘાંચી લોકો એ અને ગાડી વાળાઓએ આ વાતનું ખોટું ઉટાંગ ઉભુ કર્યું છે અને એવાં જુઠાં ગપ્પા ઘાંચી લોકોએ અથવા તો ટપ્પાવાળાઓએ પોતાના ધંધાની હરિફાઇને માટે માર્યાં હોય એમ છે.

વડાગામનો પૂલ મજબુત છે ત્હેના થાંભલાઓ લોખંડના છે અને તે જમીનમાં ઉંડા દાટેલા છે. તેમ પત્તરૂ પણ દુરસ્ત છે. હર-સોલનો પૂલ ઇંટોથી ચણેલો છે, અને તે મજબુત છે. તેમ મોડાસા નજીકની નદી સાકરીનો પૂલ પણ મજબુત છે દરેક પૂલ ઉપર સવા

ટન વજન જઇ શકે એવાં બોર્ડ મારેલાં છે, અને મોટર સર્વીસ દાખલ થાય તો સડકમાં પણ સુધારો થવા સંભવ છે. ગાડીઓ અને ટપ્પાઓ માટે જે રક્ષણ સરકારને કરવું પડે છે. તે પણ મોટર સર્વીસથી દૂર થઇ શકે અને આ રસ્તાઓ ઉપર ટપ્પા, બળદ ગાડીઓ અને ગાડાંઓમાં જોડાતાં મુંગા પ્રાણીઓનું દુઃખ દૂર થાય.

કોઈ પણ લુલો, લંગડો, અશક્ત ખરવાએ આવેલો, બળદ, અથવા ઘોડો કોઈ પણ જાનવર એવી હાલતમાં જોડવું નહિ, એ પણ એક બંદોબસ્ત થવો જોઇએ.

એમ છતાં કોઇ પણ કંપની આટલા ૩૦ મૈલના રસ્તા ઉપર ન્હાની મીટરગેજ સીસ્ટમ રેલ્વે ટ્રામવે સર્વીસ અથવા મોટર સર્વીસ દાખલ કરે તો કંપનીને પણ પોતાના હકમાં ફાયદો થવા સંભવ છે. મોડાસા અને તલોદની વચ્ચેનો વ્યવહાર વેપાર અને ખેતીવાડી ઉપરજ છે ને હજારો મુંગા પ્રાણીઓનો બચાવ થશે. તેમજ પેસન્જરોને વેઠવી પડતી હાડમારી દૂર થશે.

    

ગત વાતનું લંબાણ થવું જોઇએ, હવે અમારે બળદ ગાડાંઓ ઉપર આધાર રહ્યો. એક પટેલ કે જે માથે ટોપલી મૂકી તાપમાંથી બચવા ઉભો હતો. તેને કંઇક દયા આવતાંજ બેહો બેહો, હમણાંજ ગાડીઓ આવહે અને ગાડીઓમાં જજો. મારી હાહુનુ આવા તાપમાં મરી જવું છે કે કેમ ? બેહો પછી જજો. ભોળા પટેલની વાત અમે માની અડધો કલાક વીસામો લીધો. એટલામાંજ ગાડીઓ ખડખડાટ કરતી જેમ કોઇ મોટી રેલ્વે આવીને ઉભી રહે તેમ અમારી આગળ ઉભી રહી. કમનસીબ અને ભોગજોગ ગાડીઓવાળા જોડે પણ અમારે ભાડાનું કાંઈ બન્યું નહિ. તેમ પૈસા ખરચતાં દુઃખ વેઠવું પડે અને

બળદોની દયાથી અમોએ ગાડામાંજ જવું એમ નક્કી કર્યું.

આ ગાડાંઓ કલાકના દહોડ માઇલની ઝડપથી ચાલે છે જો બળદ નવો સવો હોય અને ઘાસપાણી વધારે મળ્યાં હોય તો તે વધુમાં વધુ ઝડપ કલાકની બે માઇલ પ્રમાણે ચાલે છે. એટલે અમારી મુસાફરી અમદાવાદથી મુંબાઈ અને ધનસુરાથી તલોદની સરખીજ હતી. અર્થાત્ જ્યારે અમો ધનસુરાથી તલોદ આવીએ ત્યારેજ અમો ધનસુરાને મુંબાઇના રસ્તાઓ વચ્ચે આવ્યા એમ સમજીએ ઠીક પણ ?

આવા ફેન્સિ રસ્તાઓ ઉપર આટલી મોટી ઝડપથી, આવાં સંગીન ગાડાંઓ ચાલતાં હશે તે અજાણ્યા મુસાફરને તો નવાઈ જ લાગે. કહો તો ગાડાંવાળાઓ ઉપર ખીજાજ જાય, કહો તો નસીબ દેવીનું નામ લઈ લમણે હાથ મૂકી નીભાવી લેવું પડે કંટાળો આવે તો પણ અજાણ્યા રસ્તાપર ટંટો ફીસાદ કરવું પાલવે નહિ અમારૂં ગાડું કાચબાની ઝડપથી ચાલતું હતું. ગાડીવાન તેની ઉર્દુ ભાષામાં કવિતો લલકારતો હતો. બળદ પોતાની મરજી મુજબ ચાલતા હતા. આવી આવી કમબક્તિઓને પસાર કરી ધનસુરાથી તલોદ (૧૯) માઇલ અમો ૧૬ કલાકે આવ્યા. જ્યારે તલોદના સ્ટેશનનું છાપરૂં અમારી દૃષ્ટિ આગળ જણાયું ત્યારે અમને એટલો હર્ષ થયો કે કોઇ મોટા તીર્થયાત્રાએ આવતાં દેહેરાનું શીખર નજરે પડે ને જેમ જાત્રાળુઓ "ગોવર્ધનના થકી જય" એ શબ્દની ગર્જનાથી જેમ મન આનંદોલીત થાય તેમ અમને પણ આનંદની સીમા રહી નહી અને તરતજ અમો દોડ દોડ કરતા સ્ટેશને ભેટી પડયા.

સમાપ્ત.

# કાંનમાં ભુંગળુ કેમ મુચ્યું છે?

પટેલ સ્ટેશન પરથી ઉતર્યા કે—પોટલુ બગલમાં મારી રીચીરોડ તરફ દોડયા ત્યાં એક કૌતક થતુ હતું. તે જોવાને ઉભા રહ્યા. એ લાવ !—એ લાવ ?—"સ્વદેશી સ્ટોરના દરવાને ટેલીફોન કર્યો." પટેલે પૂછયું;—આ હું કરોછો ? ને ભૂગળું કાનમાં કેમ મૂચ્યું છે ! યુ—ઢેમ—ફુલ —ટેલીફોનમાં વાત થાય છે. "સ્ટોરકીપરે દમભરાવ્યો. " હેની વાત કરો " પટેલે પૂછયું. "

એક બ્હેરા લેખકે—**બિનોદિની અને કમલિની**—નામની ચોપડી લખી છે. તે શેઠે મંગાવી છે. ચોપડી બહુજ સરસ છે. સામાજીક—નવલકથા છે. શ્રૃંગારરસથી પરિપૂર્ણ છે. અને વાંચન ઉત્તમ છે.

પટેલે પૂછયું:—કિંમ્મત હુંસે ! ૦—૧૦—૦ દસ આના "સ્ટોરકીપરે રોફ માર્યો. "

આટલી પ્રસ્તાવ પછી તો પટેલ દીગમૂઢ થઇ ગયા—અને મનમાં ને મનમાં કહેવા લાગ્યા. મારી હાહુંનું શહેરમાં તો હું કૌતક થાય છે ? ભૂંગળામાં વાત થાય છે. ને બ્હેરાઓ ચોપડી લખે છે. અરે ભા ? શહેર તો બહુ જબરૂ. ચાલ—જીવ—માંણેકચોકમાં એમ કહી પટેલે પગ ઉપાડયો કે—એક જણ પટેલના હાથમાં કાંઇક મૂકી ચાલતો થયો. તેમાં એમ લખેલુ હતું જે;—

**મંગાવો. — મંગાવો. — મંગાવો.**

(સામાજીક—નવલકથા)

# વિનોદિની અને કમલિની

**કિંમ્મત ફક્ત. ૦—૧૦—૦—દસ આના.**

નિચેનાં બેમાંથી કોઇ પણ સરનામે પત્ર લખો.

| ગોર અંબાલાલ છગનલાલબેરા<br>C/O "ગુજરાતી પંચ" ઓફિસ<br>પાંચકુવા—અમદાવાદ. | આનામાળા સીરીઝની ઓફિસ<br>પોસ્ટ વડાગામ મુ. વડાગામ.<br>વાયા—તલોદ. એ. પી. રેલવે. |
|---|---|